હું તો અબળા અનાથ;
ટળવળુ આજે હું વાડીએ,
હારે લઇ ખોળામાં નાથ. સ્વામી૦

શા કારણથી કારમીરે,
મારી કાળજે કટાર;
કોણ જાણે દુઃખ કેવું પડ્યું,
હારે મુકી ચાલ્યા સંસાર.

દોહરા.

અરર હાય અવળુ થયું, ગયો સ્વર્ગ ભરથાર;
હું જીવી હા, શું કરૂ, ગરૂ આંહી ગિરધાર.

## રાગ ઓખાહરણનો.

તમને દેખીને કરતી કલોલ, આજ દેખો થઇ ગરાણ તોલ.
તમે સ્વર્ગે સધાર્યા વહાલા પ્યારા, આજ પડિયા અમારાથા ન્યારા;
શા કારણથી તજીયા પ્રાણ, તેની કોઇરે કરોને જાણ;
હાથે હીરો ખાયો આપ આપરે, તેતો નહીરે મળે રોય રોયરે.
ઉઠ જીવ હવે શું બેઠો, મારી કટાર પડું ઝટ હેઠી;
ઉઠી લેવા જેવો કટાર, આવી મુર્છા પડી હેઠા નાર.
શુદ્ધિ આવી પાછી જેણી વાર, કરવા લાગી રૂદન અપાર;

## લલિતછંદ.

અરર અન્તરે, આ પતિ ગયા;
રઝળતી મુકી, સ્વર્ગમાં ગયા.
નથી નથી નથી, પ્રાણ તનમાં;
અરર નાથરે, દુઃખી મનમાં.
અરર કેમરે, બોલતા નથી;
તુજ તણી દયા, ક્યાં ગઈ પતી.
રજનિને વિશે, વેણ જે કહ્યું;
અરર આ પતિ, તે ઉડી ગયું.
જરૂર હું થઈ, કર્મ ફુટરે;
કયમ રહી શકું, સ્વસ્થ સાસરે.
જગનનાથરે, ના દયા કરી;
કયમ લિધો તમે, સ્થંભ હું હરી.
નવ દયા તને, આટલી પડી;
નવિન છોડને, શું લીધો ઘડી.
નિઠળ હાથથી, છુટિઉં નથી;
પણ મને કરી છુટિ નાથથી.
પટ પ્રાણતનાં, ન્હેરી અંગમાં;

પરવરી અહીં, હું ઉમંગમાં.
મુજ મને હતું, હાસ્ય હું કરૂં;
અરર!! હોળી આ, દિલમાં બળુ.
નહતિ જાણતી, આમરે થશે;
કર તણો હિરો, ઉડિરે જશે.
વિનય ભાવથી, રે પ્રભું વદું;
પકવજો પતિ, શું કહુ વધુ.
તરત તે પછી, ક્રોધની ભરી;
લઇ કટારને, કાળજે હણી.

અંત.

રામ રામ મુખ રટી કરી, રામ જપું આ વાર;
મળવજો મુજ નાથથી, હું છું શર્ણાધાર,
શિવ શિવ શિવ શર્ણે રહુ, અતિ હર્ષે આ વારઃ
મળવજો મુજ નાથથી, હું છું શર્ણાધાર.
પ્રભુ પ્રભુ પ્રભુહો પરમ બહુ, ત્રિલોકમાં નિરધાર;
મળવજો મુજ નાથથી, હું છું શર્ણાધાર.
ધ્યાન ધરૂં હું તુજ તણું, અવર ન જાણુ સાર;
મળવજો મુજ નાથથી હું છું શર્ણાધાર.

ભિડ ભંજન ભગવંતરે, વંદુ વાર હજાર;
મળવજો મુજ નાથથી, હું છું શરણાધાર.
કટાર કાઢીશ કાળજે, જશે જીવ આ વાર;
મળવજો મુજ નાથથી, હું છું શરણાધાર.
એમ બાઈ શુણજો સહુ, છેવટનાજ પ્રણામ;
ગરૂ કારણ હું નાથના, વચને બોડી હામ.

અહો વિશ્વેશ્વર! વિશ્વ વ્યાપી જગત બંધુ મહેશ્વર તમે મારા પ્રાણપ્યારા સ્વામિનાથથી મળવજો. એમ કરી કટાર કાઢે છે. એટલે દમ આખર થાય છે અને છેલા પ્રણામ કરી બોલે છે "રામ-રામ-શિવડુ.....વાંચનાર સજ્જનો બાળમુકંદ ઘેર ગયા પછી ઘરનાં કામકાજમાં ગુંથાણો તેથી આ બધી વાત વિસરી ગયો હતો. પરંતુ સુર્ય અસ્ત થયો છતાં પોતાનો પ્રિય પુત્ર દેખાણો નહી. એટલુંજ નહી, પણ નવી વહુ આવેતો તે પણ હજુ વાડીએથી ઘેર આવી નહી, એટલે તેને ફાળ પડી. અને તરતજ વાડી તરફ દોડયો. થોડી વારમાં તે આવી પહોચ્યો, અને દર વાજો ઉઘાડી અંદર પેઠો—આણીમર તેણીમર જોતા જો તો આગળ ચાલ્યો, જેમ જેમ વાર થતી ગઈ તેમ તેમ

તેના વિચાર બદલાતા ગયા. પણ તેટલી વારમાં તો તેણે હરિપ્રસાદને ઝાડ તળે પોઢેલો દીઠો. એટલે તેને વિચાર થયો કે આજ આખો દિવસ ગયો. માથે સંધ્યાકાળ થયો; તોપણ હજુ પોઢેલો છે. આ વાત તો શક ભરેલી કહેવાય. આવું ધારી તે તેની પાસે ગયો પહોચતાજ વાર જોય છે તો તરત માલમ પડ્યું કે હરિપ્રસાદ તેમજ સત્યવંતી તો સ્વર્ગ ગમન કરી ચુક્યાં છે. આથી તેના હોશ ઉડી ગયા, તેનાં ગાત્ર ગળી ગયાં, અને તેના મુખની લાલી પલાયન કરી ગઈ, એવામાં તેને ચકરી આવ્યાથી ધરતીએ ઢળી પડ્યો કાંઈ શુદ્ધ કે સાન રહી નહીં. થોડી વારે ધ્રૂજતે શરીરે તેને શુદ્ધ વળી, એટલે ઉઠીને તે આણીમેર તાણીમેર જોવા લાગ્યો તથા ઘેલાની પેઠે બકબકાટ કરવા લાગ્યો. અરે! આ શું હું ખરૂં દેખું છું! અરે! હું સ્વપ્નમાં છું? ઘેર છું કે બીજે ક્યાંહીં? પણ નારે ના હું અભાગી જીવ તો વાડીમાંજ છું અને આ, પણે મારા પ્યારા પુત્ર હરિપ્રસાદનું શબ પડેલું છે, અને તેની પાસે સત્યવંતીનું શબ પડેલું છે. અરે હાય હાય, મેં ચંડાળે આ નિરપરાધીઓના વિના કારણે મૃત્યુ ઉપજાવ્યાં. અરે

મારા જેવો દુષ્ટ, પાપી, અને નીચ, કોઈ પણ નહીં હશે, મારા જેવું અઘોર કામ કોઈ મનુષ્ય જાતી તો શું પણ પશુથી પણ નહી થયું હશે. અરર જીવ આ અકાળ મૃત્યુ નિપજ્યાં તેનો સર્વ ગુન્હો મુજ અનાડી ઉપરજ છે. આમ વલખા વીણતો પાસે જઈ તેનું કરમાઈ ગએલું મુખ જુવે છે. એટલે "અરર! આ એ જણીએ તો કટાર મારી પોતાના જીવનો અંત આણ્યો છે. અરેરે મારા વાહાલા બાળ મેં પાપીએ તને ખોટું કહ્યું. પણ તેં સત્ય માની તારા વચનને પાણી ચડાવી ટાઢી ઊંઘે પોઢયો. અરેરે! દુનીયામાં કહ્યું છે કે "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" તે દશા આજ મારી થઈ છે. અરેરે મહા મેહેનતે મળવેલ મણી મેં મહા સાગરમાં ગુમાવ્યો તે તો હવે કયાથી મળે. ખરેખર તે મળવો મુશકેલ, હવે મારા ઉજળા દિવશ થવા મુશકેલ, અને સંસારમાં સ્વાંગ ધારણ કરી ફરૂં એ થવું પણ મુશકેલ. માટે લાવ જીવ તને પણ એ સાથે કરૂં. પણ ના ના આમ હું મારા આત્માનો અંત આણીશ તો પાછળ દુનીયાં અનેક રંગી છે તે હજારો જાતના તર્ક બાંધશે. માટે આ બીના

કાગળ કટકાગાં લખી મેલું પેનસિલને કાગળ તે કને જ હતાં એટલે લખી પોતાના ગજવાગાં મુકયું પણ પોતાના પ્રીય પુત્રનું પડેલું શબ જોઇ તેને ઉભરો આવતાં તે બોલી ઉઠયો.



# ઓખાહરણ.

હાથે કીધેલ હૈયે વાગ્યાં, હાય પાપ મારે કર્મે લાગ્યાં;
અરરર અધમ થયોરે અપાર, આજે સુનો સહુ સંસાર. ૧
આવું કોઇથી ન હોજો ભાઇ, હું તો હાલ ગયોરે ઠગાઇ;
સહસા કામ કર્યું આ વાર, તેનું ફળ ગળ્યું દુઃખદાર. ૨
આશા જેના ઉપર હું ધરતો, તેના માટે રહ્યો હવે રડતો;
નહોતું જાણ્યું જે આમ થાસે, દેહ છોડીને દિકરો જાશે. ૩
ગયો દિકરો જુઓ આ ટાણે, હવે નહીંરે ગળે દીધે નાણે;
સત્યવંતી ગઇ એની સંગે, ત્યારે કેમ ફરૂં હું ઉમંગે. ૪
મરણ પામોશ પુત્રની સાથ, મારે નથીરે રહેવું મહિનાથ[1];

1 પ્રૂથ્વીપતી.

કાળું મ્હોડું લૈ ક્યાં હું જાઊં, મરણ કુંડમાં ડુબે હું ન્હાઊં. ૫
એમ કહીને લીધો કટાર, કરતાં ઘા પેઠો તે અપાર;
ધીખ ઢળ્યો ધરણી માઝાર, પુત્ર પુત્ર કરીને પુકાર. ૬

પદ.

ઘરસેં ગઈ મારી પ્યારી, ના જાનું કહાં ભીખારી. એ રાગ
છોડી ચાલ્યો પુત્ર પ્યારો, અને લાગે સંસાર ખારો. ટેક.
હતો આધાર ચાલ્યો આજ, છોડી મુજને ભાઈ;
ગયો આકાશ ઉડી રે, ખરે મુજથીજ નીશાઈ.
હતો પલમાં જે ફરતો રંગમાં, તજી શું ભાલું જરા જાઈ;
શું પૂરમાં હું જઈ કરીને, ખાઊં અરેરે વધાઈ.
પુરવાસી કહેશે નઠારો, છોડી ચાલ્યો૦
ખરે મેં પાપ કીધાં છે ઘણાં, માટે દુઃખી છું વનમાં.
અઘોર પાપી કઈક કહેશે, નિંદશે બહુ જનમાં;
કોઈ આવીને આ દેવ મુજને, સહાય કરો વિઘનમાં.
ધનરાય કોમળ જીવ આ, સઘડી બળે છે તનમાં;
બળતા સઘડી તે આવી ઠારો, છોડી ચાલ્યો૦
ચાણી જીવિશ આ જગમાં, કયમ વિસારૂં ગુણ તુજ તણા;

મેં ધુળ માંહી ઓઈ નાંખ્યા, હતા હીરા બે જણાં.
ચાતુર્યમાં વધતા અતિ, વળી રૂપમાં નહિરે મણા;
અફશોશરે અફશોશ છે, દુખ રૂપી ઝાડ ઉગ્યાં ઘણાં;
હાય અફશોશ જીવ આ મારો, છોડી ચાલ્યો•

ગીત.

અરર ઈશ આ મહિ વિશે, પૂત્ર વિના નર નાર;
દુખી જીવ ફિરે સહુ, ફિકા દ્રસ્ટે અપાર.
દિપક આવાસનો મમ, હતા મહા બળવાન;
અસ્ત થયો અંધકાર કરિ, ગયો ભલા ભાગવાન.
વિનવુ વારંવાર હું, મળવજો મહિ નાથ;
કાહુ કટાર કાળજે, કરિને લાંબો હાથ.

આવી રીતે વિલાપ કરતાં કાળજેથી કટાર તેણે જો૨ થી કાઢ્યો. એટલે તના પ્રાણનો અંત આવ્યો જેથી બોલ્યો "સ્વાયંભુ, નારાયણ-નારાયણ—નારાહાહ.........

આમ કરતો મૃત્યુ પામ્યો વાંચનાર ભાઈઓ આ ત્રણ જણાનું આખ્યાન આપણે આટલા સુધી વાંચ્યું. હવે રાધાજીને સંભારવાં જોઈએ. રાત્ર પડી ગઈ છતાં ત્રણ

માંથી એક પણ હજુ આવ્યો નથી. રશોઈ ટાઢી થવા આવી તો પણ કોઈનો પડછાયો સરખો પણ જણાયો નહીં. એટલે તે વિચારવા લાગી કે દૈવ શા કારણથી એઓને શેકાણ પઈ હશે. જીવ મારાથી સમજાતું નથી કે આટલું મોડું થયું છે, છતાં હજુ સુધી કોઈ જણાતા પણ નથી. તે વિચારતી હતી તેટલામાં એક ભરવાડ હાંફતો, હાંફતો, મેડાપર ચડી આવ્યો. તેને જોઈ રાધાજી વધારે ગભરાવા લાગી. આણી તરફ એક ગાઉનો જલદ પંથ કરવાથી તેમજ આ ભયંકર સમાચાર કહેવા છે તેથી ભરવાડની જીભ છીપર બની, અને તે મુગાની પેઠ સુનમુન બનો થઈ રહયો. પણ રાધાજીથી ન રેહેવાતાં તેને પુછયું. અલ્યા ભાઈ તું આટલો ઉતાવળો શીદને આવ્યો છું. શું કાંઈ માઠા સમાચાર લાવ્યો છે? ભરવાડ લડથડતી જીભે બોલ્યો. “ માતાજી મા-રા-કા-કા-અ-ને-બી-જાં-બે-જ-ણાં-ચે-ની-ગ-યાં-છે.

રાધાજી—(ગાભરી બનીને) શું શું તું બકે કેછ. અરે તે ક્યાં કને.

ભરવાડ—આપણી વાડીમાં.

રાધાજી પોતે સમજુ તેમજ હુંસીયાર હોવાથી ધીર જ ધારી તરત પોતાના સગાં સ્નેહીને બોલાવી આ વાત થી વાકેફ કર્યા. અને તરત તેઓને તથા ભરવાડને સાથે લઈ વાડી તરફ ચાલી. રસ્તે જતાં રાધાજી પોતાના મન માં "અરેરે આ શું થશે હશે, હશે તો હશે, કારણ આ જ મને પળ પળમાં માઠા શુકન જણાય છે. સર્વ જણા વાડીમાં ગયા એટલે ભરવાડે આઘેથી પડેલાં શબ બતાવ્યાં એટલે રાધાજી રોતી રોતી આગળ ચાલી અને બીજા માણસો પાછળ પાછળ હાય અફશોસ કરતા ચાલ્યા. રાધા જીના વાળ છુટા પડી જવાથી તે ભુતડી જેવી દીસતી હતી, તેના પગમાં કંકર કાંટા વગેરે વાગ્યાથી તે ખોડગ તી ચાલતી હતી, તેના સાળુના ઝાડ ઝાંખરામાં ભરાયાથી ચુરે ચુરા ઉડી ગયા હતા. અશ્રુપાત જારી રાખવાથી ગાલની ગુલાબી લાલી કાજળથી કાળી પડેલી લાગતી હતી. એ ટલુંજ નહી પણ ગુલાબી રંગની લાલી પલાયન કરી શ્યા મવર્ણી સર્વ બની હતી. આવા કઢંગા પણ કરૂણામય વે

શામાં તે માન્ડ માન્ડ ત્યાં પહોંચી. તેઓ ત્યાં જઈ જુવે છે તો ત્રણે જણાં સ્વર્ગે ગમને પોહોંચ્યાં છે. તેથી રાધાજી બોલી ઉઠી. અરેરે પણ આ શા કારણે મૃત્યુ પામ્યા હશે અરે એટલું દુઃખ એમને શું પડ્યું હશે!! "પણ રાધાજી ઘણી ચતુર અને હુંશીયાર હતી. તેથી તેણે તપાસ કર્યો તો માલમ પડ્યું જે પોતાના પતિના ગજવામાં કાગળ જણાયો એટલે ખિરજથી તે કહાડયો અને ચંદ્રનો અજવાસ તો ખુબ પડતો હતો જેથી તે વાંચવા મંડી. વાંચી પુર્ણ કરી તેને વીંટાળી પોતાને છેડે બાંધ્યો. પછિ તેણે ત્યાં મળેલા માણસોને કહ્યુ. જુઓ મારા પર દુખનાં ઝાડો ઉગવામાં બાકી રહ્યાં નથી. તમ સર્વ જણાઓ આ દુખી દેખાવ જોઈ આક્રંદ કરો છો. તે હું નજરે જોઉં છું. પણ મારાથી હવે શું થાય, ગતલબ કે જે થવાનુ હતુ તે થયું. હવે તે મિથ્યા થનાર નથી. માટે તમો પણ આજ રાતની રાત આંહી મારી સાથે રહો અને સવારે આ બીના જાહેર કરવી પડશે. એમ મારા પતીના લખેલ પત્રથી જણાય છે. પછી તેઓ તે રાત્રે ત્યાં રહ્યાં. રાધાજી પણ પોતા

ટતાં સુધી ઈશ્વર ભક્તિમાં નિમગ્ન રહી. સવારે પુર્વ દિશા તરફથી સોનેરી રંગનાં રાતાં કિર્ણો દેખાવા માંડ્યા તે રાધાજી વગેરેને આગના ભભુકા સમ લાગતાં હતાં. આ વાતની ગામ ના લોકોને ખબર પડતાં સરવે તે જોવાને આવી ચડ્યા અમલદારોએ આવી રાધાજીને પુછ્યું આ હકીકત શી રો તે છે. આ અઘોર કૃત્ય કેવી રીતે બન્યું તેના વિશે તમ ને માહિતિ હોય તો અમને કહો. રાધાજી કહે આપ સ રવે સાંભળશો તેવી રીતે થયેલ હકીકત સંભળાવુ છું. આ મ કહી રાધાજી ઊંચા આશાનપર સરવેને હકીકત કેહેવા ચડ્યાં. એટલે સરવે ચુપ થઈ ગયા. એટલે રાધાજીએ ક હ્યુ જુઓ ભાઈઓ આ ત્રણેના મૃત્યુ શા કારણથી નિપ જ્યાં તે આ કાગળ કે જે મારા પતીના ગજવામાંથી મળ્યો છે જે વાંચીશ એટલે સર્વ કોઈ જાણશો. (વાંચે છે) "પુરવાશીઓ વગેરે સર્વ જનોને હું ચેતવણી આપુ છું કે આ મારા ત્રણ જણોના મ્રત્યુ થયાં છે તે સર્વ મારી જ ઠોર બુદ્ધિથી થયાં છે. હું મારૂ સર્વ વ્રતાંત આપ સજ્જ નોની પાસે પહેલેથી છેલે સુધી યાને અથથી તે ઈતિ સુ

ધી કહી સંભળાવુ છું, તે સર્વ જનોએ કૃપા કરી સાંભળ
વુ. કારણ કોઈને શીખામણ તરીકે કામ લાગશે. સાંભ
ળનાર ભાઈઓ અને બ્હેનો પ્રથમ મારે પેટ પુત્ર ન હો
વાથી હું કેવો દુઃખી હતો, પુત્ર સારૂ કરી ધર્મની જગોમાંભ
ટકતો, જંગલો જંગલ આથડતો, અરે મેં વૈદ્યના ઘરોમાં
પણ ભટકવામાં બાકી રાખી નહીં. પરંતુ કોઈથી પણ મારૂ
ભલુ થયું નહી. થાય કેમ ઈશ્વરને કરવુ નહીં એટલે સર્વે
ઈલાજો મિથ્યા. સજ્જનો તે વખતે મને જેમ પેશે ટકે
લીલા લ્હેર હતી, તેવીજ આ પ્રસંગે હતી, અને પરમેશ્વર
ને કરવુ હતુ ત્યારે હું પુત્ર લાભને પણ પામ્યો, મારે ઘેર
લીલાં તોરણો બંધાણાં. ધવળ મંગળ મારે ઘેર તો શું પણ
પુરવાસીઓને ઘેર પણ તે દિવશે ગવાવા લાગ્યાં. અને વ
રષા રૂતુમાં મેઘ ધારા આવવાથી ચર અને અચર પ્રાણી
ઓમાં જેમ લીલા લ્હેર થઈ રહે છે, તેવીજ રીતનો આ
નંદમય ઉત્સવ મારે ત્યાં તે દિવશે થઈ રહ્યો. તેજ પુત્ર
ઈશ્વર કૃપાએ મોટો થયો, વળી ભણેલો હુંશીયાર થયો. વ
ધારે ખુશી થવા જેવું એ હતું જે તેને સ્ત્રી મળી તે પ

ણુ સારા ગુણુ વાળી માલમ પડી પરંતુ મારા ઊંધા નસી બને લીધે મેં પાપીએ વિચાર કર્યા વગર સહસા કામ કરેચું. મારા પુત્રે પોતાની સ્ત્રીને વચન આપેલ કે મારે તારા મૃત્યુ થયા બાદ તારી પાછળ મરવુ. આજ રોજે પાસે પડેલા પ્યારો પુત્ર વાડીએ હતો ત્યારે મેં પાપીએ મન ઉઠાવણી થી ખોટી વાત તેને કરી કે તારી સ્ત્રી તો અકાળ મૃત્યુ એ મરણુ પામી આટલું કહી હું નીચ પાપી ઘેર આવ્યો. પણ એ સત્યવાદી પુત્રે પોતાનું વચન પાળ્યું. અને તેવી જ રીતે શાણી સત્યવંતીએ કરયું. સાંજરે મને સાંભરી આવતાં ઉતાવળો ઉતાવળો વાડીએ ગયો. અને જોયું તો આ અઘોર કામ મારી નજરે પડ્યું, જોતાંજ વાર મારા રોમ રોમ ખડા થઈ ગયા, મારૂં લોહી ઉકળી ઉઠ્યું, મારા હોશ ઊડી ગયા, મારા કામનો પસ્તાવો મારે ગળે બાઝ્યો, અને કેટલીક વાર બકયા બાદ મેં પણ એજ કામ આદરયું. તેતો પરિબ્રહ્મે પૂર્ણ કરયું કે નહીં, તેની ગત તેહ જાણે. પણ અરેરે પરમાત્માની અકળ ગતિનો પાર નથી. તેના અપાગ ડહાપણના હું આ સમજીબ્યાએ કરી

કેટલા ગુણ ગાઉં. મોટા મોટા પંડિતો પણ તેનું વર્ણન ન કરી શક્યા, ત્યારે હું શા લેખામાં. જય જગદીશ્વર તારી લી લા અપાર છે, અને ખરેખાત તેનો પાર નથી. પણ હા ય હાય મેં પાપીએ આ અધર્મ કરયો તેથી ત્રણ ભુવનમાં છુટવાનો નથી. અરે હું અભાગી જીવ રૌરવ નર્કમાંજ સ ડ્યા કરવાનો. વાંચનાર ભાઈઓ અને બેહેનો, જો કે અ મારૂ કુટંબ સુધરેલું હવુ. તો પણ ખરેખર આ વખતે વિચાર કરતાં સર્વ કોઈને બગડેલુંજ માલમ પડશે. પણ દેશ બંધુઓ યાને સ્વદેશીઓ આવો ખ્યાલ આપના રૂદય માં લાવી અમારી ચુક કાઢવા વિચાર કરયો હોય તો મુ લત્વિ રાખશો. કારણ કહેવત છે કે, "વિનાશ કાળે વિપ રીત બુદ્ધિ" એ સ્વભાવિક છે આથી સર્વ કોઈને સીખા મણ લેવાની છે કે, કેટલાક ભણેલા પૂરૂષોથી આવાં ન કરવાનાં કામો થઈ જાય છે અને થયા કેડે પસ્તાવો કરે છે. પરંતુ હરકોઈ કામ આદરવુ તે પેહેલાં તેનો ખુબ લાંબો વિચાર કરવો. કારણ મધ્યાન કાળના ટુંકા કિરણો હુરતાં, સ્વયંમકાળના ટાઢા પણ લાંબા કિરણ હોય છે. તે

મજ ટુંકા વિચાર વાળાના વિચાર, તેજેમય ખરા પણ ટકાઉ થોડા હોય છે. ટુંકે વિચારે ઘણી વખત મ્હોટી હા ની પહોચે છે જેવી રીતે મને પહોંચી. મને કાંઇ ઓછો ગેરલાભ થયો નથી, એ સર્વ મારી વગર સમજણને લી ધે થયું છે. માણસ જુવાનીના મદથી, પૈસાના મદથી, કે બીજા કોઇ મદથા છકી જઇ કુકૃત્યો કરે છે અને તેમાં દુ:ખ પામછે. અને ખરૂ જોતાં તેમજ જોઇએ. કારણ "ધર્મો જય ને પાપો ક્ષય" આ કહેવત ખરી છે કે તેમાં પરિણા મ "કરણી તેવી પાર ઉતરણી" આ પોઇંટજ ઉભો રહે છે. વળી કેટલાક નીચ પુરૂષો વગર કારણે કોઇના પેટપ ર પગ મુકે છે. યાને તેનો જેના પર જીવિકાનો આધાર તે બંધ કરાવી પાયમાલ કરે છે. તેને પણ તેની કરણીના ફળ જગત બંધુ ગમ તેવી રીતે આપે છે અને મળ્યાં ક પ પણ છે સમજવા મારા ધારવા પ્રમાણે આ પણ સર્વ મ નુસ્ય પ્રાણીને પરમાત્મા પરમેશ્વરે દુનીયામાં પર ઉપકાર

---

૧ અમલદારમાં ગ્રંથ કર્તાને અનુભવ છે કે મુત્સદ્દી વર્ગ માં છે.

કરવા, પોતાનું ભજન કરવા, તથા કિર્તિ મળવવા મોકલેલાં છે. પરંતુ તેમ વર્તવું આ નિયમને થોડાજ લાગુ પડેલા માલમ પડે છે. ભવિષ્ય પ્રબળ છે, તેમાં જરા પણ મીન મેખ થવાનું નથી. તો પણ આટલું તો સર્વ કોઈએ પા ક કરી જાણવુ જોઈએ કે આ જગત મિથ્યા છે. જેમ પા ણીનો પરપોટો જન્મ પામી જરા વારમાં નાશ પામે છે, દિપકને પવન લાગ્યાથી ઓલવાઈ જાય છે. તે પ્રમાણે આ કાચી માટીની ઘડેલ દેહનું પણ જાણવુ. માટે શાણા સ જ્જનો પરઉપકાર કરવો, એમાંજ વડાઈ છે. મરવુ તો છેજ, આ નિયમને બાદ આવનાર નથી, છતાં કેટલાક મદમાં અંધ બની ઘણાને પીડા કરે છે, લુટે છે, તેનું બુ રૂ થવાનાં સાહિતો સજ કરે છે, પાયમાલ કરે છે, ઠગે છે, ખોટા વિશ્વાસ આપી હાની કરાવે છે, બહારથી મિત્રતાનો ભાવ દર્શાવી અંદરથી તેના મુળ છેદે છે. અને મનમાં સ મજે છે કે કંઈ પણ થનાર નથી. આવા નાસ્તિકો નિચ પાપીઓને વાસ્તે ત્યાં તો ન્યાયજ છે. તેમના કુકર્મનો બદ લો તેમને કંઈક અહીં અને વિશેષ તહીં મળવાનો. રાય

શું, અને રંક શું, ગરીબ શું અને તવંગર શું, સરવેને કા જે ત્યાંતો ઈન્સાફ સરખોજ છે. માટે ભાઈઓ મારી આ પ પ્રત્યે એટલીજ વિનંતી છે જે, જેમ બને તેમ દુનિ યામાં સત કરમો કરો કિર્તિ મેળવવા લોભ રાખવો. પ્યારા સજ્જનો વધારે લખવા જેટલું ખોટી થવુ મને પાલવ તું નથી. કારણ મારી વિચાર સકિત પળે પળે કોણ જાણે શા કારણથી બદલાતી જાય છે. તો પણ મારા પુત્રનો રમુજી ચેહેરો જોઈ ખેદ થતાં અંદર સુજેલા વિચારો મુખે આવવાથી લખુ છું.

## ગરબી.

સંસકારે સંબંધી સરવે મળ્યુંરે. (એ રાગ)
હાય અતિ અધર્મ મેં આતો કર્યોરે;
કોઈ કરશો ન આવું કામ, હાય અતિ૦
સહસા કામ કરયું મેં જગતમાંરે;
જેનાં ફળ મળ્યાં આ વાર. હાય અતિ૦
માર્યો જોધ જુવાન મેં આ સમેરે,
થાયે દુખીઓ મહીં મોઝાર. હાય અતિ૦

સત્યવંતી તણી વસે મેં કરીરે,
સતી પહોતી સ્વર્ગ મોઝાર. હાય અતિ૦
ડુંગર દુઃખ તણા ઢળીને પડ્યારે;
હાય હાય હવે શું થાય, હાય અતિ૦
થડ મૂળથી ખોદી મેં કાઢીઊંરે;
કર્યું નાશ કુટંબનું સદાય. હાય અતિ૦

## ગરબો.

ઓ વાંસલડી વેરણ થઈ લાગેરે વ્રજની નારને. (એ રાગ)
શાણા સજનરે દુર્ભાગીની કહાણી સુણજો આ સમે;
સુણી ગભરાશો કોણ જાણે મારૂં મનડું તો કયાંહી ભમે. શા૦
મેં કુમળું ઝાડ કાપ્યું પડયો, ઘેરાણો બુદ્ધિ જ્યારે ગળથી;
કુળ કર્યું નિકંદન મેં જળથી. શાણા૦
આ પાપ અઘોર બહુ કહેવાયે, પણ થયા પછી કહો શું થાયે;
નહિ કરનારો નર્કે જાયે. શાણા૦
પાછળ પ્રિયા જે એ મારી, બળવળશે તે દુઃખની મારી;
જીવશે કે મરશે મુજ નારી. શાણા૦
સુણશે શ્રવણે આ વાત બની, કયમ હિંમત ધરશે તેહ ઘણી;

પડશે મુર્છિત થઈને ધરણી. શાણા૦
અરરરરરર પ્રભુ હાય હવે, સરરરરરર આંસુડે પડે;
ગરરરરરર મુજ હૈયું ગળે. શાણા૦
શેવટના અભિવંદન સુણજો, મુજ પ્રિય: તણું રક્ષણ કરજો;
હવે જગત બંધુ જલદી મળજે. શાણા૦

સતી રાધાજી આ પત્ર વાંચી રહ્યા બાદ બોલી “બાઈઓ મારા કુટુંબમાં આજ રોજ ત્રણ જણાનાં મૃત્યુ કેવી રીતે નિપજ્યાં તે આ મેં કાગળ વાંચી સંભળાવ્યો તે ઉપરથી જાણવામાં આવ્યું હશે, મારાપર દુઃખ પડવામાં બાકી રહ્યું નથી. ત્યારે હવે આ મિથ્યા સંસારમાં રહી મારે શું કરવું, હવે આ સંસાર મારે શા કામનો, કેટલીક સ્ત્રીઓનો શૌહર પાને બાબાં મરી જવાથી તેની પાછળ એક કે બે પુત્ર મુકી જાય છે. તેના ઉપર તેની માતા પોતાનો જન્મારો કાઢવા હિંમત રાખે છે પણ મારે તે બાબે જમીનપર હાથ છે. માન્ડ માન્ડ હજાર માનતાએ, અને લાખો કષ્ટ વેઠ્યાં ત્યારે હરિપ્રસાદનું મુખ જોયું, અને વંઝા પણાની કાળી ટીલા ઉતરી, પણ તે

તો આજ શબ થઈને પડ્યો છે. માટે મારે આ ફાની દુની આમાં રહેવા હવે વિચારજ નથી. કારણ સુર્ય અને અગ્ની દેવતાની સમક્ષ જેને કોલ આપ્યો, તે કોલ ન પાળવું એમાં મહા દોષ છે. જ્યાં મિલું ગમે ત્યાંજ જવું એ કેટલેક દરજ્જે ખોટું. મારે તેમ જરૂર નથી, હું તો મારા પતિ સંગે ચિતા ખડકી અગનીસંસકારમાં બળીશ, અને મારા વાહાલા હરિપ્રસાદને તેની સ્ત્રી સત્યવંતી સાથે ચિતામાં ગોઠવીશ, અને આપ સર્વ જણ દેખશો તેમ મારા પેદા કરનાર જગદીશ્વરની હજુરમાં મારા આત્માને મોકલીશ, આ બાબતમાં જે મને આડે આવશે, તે પોતાની હલકાઈને પાત્ર થશે. આવું કહી તેણે કાષ્ટ ચિતા તૈયાર કરાવી. એક ચિતામાં સત્યવંતી તથા હરિપ્રસાદને ગોઠવ્યાં. અને બીજી ચિતામાં હિંદુ રૂઢી પ્રમાણે, પોતાના પતિનું તથા પોતાનું આસન કરાવ્યું, આ કાર્ય કરી રહ્યા બાદ તે ચિતાપર ચઢી, એટલે તો સર્વ માનુષ્યોએ જય અંબે જય અંબેની વાણીથી કરીને આકાશ ગજવી મુક્યો. શરણાઈ ઢોલ અને એવાં બીજાં સુરાતનનાં વાજીંત્રો એટલા

તો જોસમાં વાગવા લાગ્યાં કે, કાન પડ્યું કાંઈ પણ સં ભળાય નહીં. વળી આ અદ્ભૂત ખેલની ખબર ગામ પરગામના લોકને થવાથી તેઓ આ ઠેકાણે એકઠા થ એલા હતા. મોટા ધનાઢ્યો તેમજ ગરિબો, અમલદારોને જાણ થવાથી તેઓ આ પ્રસંગે આવી ગયા હતા. કેટ લીક સ્ત્રીઓ આ સતીનું પ્રાક્રમ વગેરે જોવા મળી હતી. તે પ્રસંગે સતિ રાધાજીને ચિતાપર ઉભેલાં જોઈ સર્વ કો ઈના મુખારવિંદ ઉપર ઉદાસી રૂપી પીછોડી પથરાએલી દા સતી હતી. આ વખતે સુગંધીમય પદાર્થોનો જથ્થો એક ઠો કરવામાં આવેલો હતો પણ તે સર્વ ઝેર સમાન લા ગતો હતો. રાધાજી કાષ્ટ ચિતાપર ચડી પોતાના હસ્તની ના ળીઓ પાડી સર્વને ચુપ રહેવા ઈશારત કરી કે વાજાં ગા જાંવાળા તથા સર્વ મનુષ્યો ચૂપ થઈ ગયાં એટલે સતી રાધાજી બોલ્યાં, "ભાઈઓ અને બેહેનો આ પ્રસંગે જો તાં સર્વ કોઈના મુખમાંથી ગુલાબી લાલી ઉડી ગએલ માલમ પડે છે. માટે કહેવું પડે છે કે, તમો કોઈ પણ દિલગીર થશો નહીં. કારણ દુનીઆાં અનેક રંગી છે.

તેમાં અનેક તરેહનાં કાર્યો થતાંજ આવે છે. અને આ પણે પણ ખરેખર એમજ ધારવું જોઈએ કે, જે પરમેશ્વરે ધારયું છે તેજ થાય છે. તેમાં જરા પણ વધ ઘટ થતું નથી, અને આપ સર્વે માહીતગાર છો તોપણ હાલના જમાનાગાં મને એ વાતની માહિતી છે જેના વિશે થોડુંક બોલવા રજા લઊં છું. અને જો કે મારો વિચાર આ બાબતોમાં કાંઈક સુધારો કરવાનો મારી મતી પ્રમાણે હતો પણ તે અધવચ અટકી પડયું. જેથી આપને ભલા માણ તરીકે કહું છું પણ તે અગાઉ હીનપણાથી અરજ કરૂ છું જે.

## ગરબી.

મારારે સ્વામી બોલોનેરે વાહાલા, (એ રાગ)
મારારે વચનો સાંભળજોરે પ્યારા,
સુણો શીખ તેને છે સારા. મારા૦
સમજણ વિણ કાર્ય કરો ના કોઈ;
કુવા માંહી દેખીત પડો શું જોઈ. મારારે૦
કીધું મગ પતિએ એવું કામ;

પડ્યા શખ થઈને જુઓ આ ઠાગ. મારારે૦
વહાલારે ભાઈ રીત છે આપણમાં;
પરણાવે બાળક બચપણમાં. મારારે૦
એથી હાની બહુ છે પરીણામ;
દેખાએ નહી સૂખ કંઈ નામ. મારારે૦
કાઢો ભાઈ રીત બૂરી ભૂંડી;
ખલકમાં ખ્વાર કરે લૂંડી. મારારે૦

સ્વદેશીઓ ઘણી વખતે બાળ રંડાઓએ મારી પાશે આવી પોતાના કર્મની કહાણીનો વિલાપ કરી મને કંપાઉ પજાવી છે અને ખરેખર જોતાં મને પણ લાગ્યું કે તેમના દુઃખની અવધીજ છે. મેં તેમને ધીરજ આપી દિલાશો આપ્યો છે, કે હું તમને મદદ કરીશ, તમારૂં દુઃખ નિવારણ થશે એવા ઉપાયો યોજીસ. તેઓ હમણા પણ આહી આવી છે. તેમના નામ ખુલ્લાં બોલવા મારી મરજી નથી વળી બાળ લગનથી પીડા પામતી બાળાઓએ પણ કેટલાક જાતનું દુઃખ મારી પાસે કહ્યુ છે. તે મને પણ હમણા મારી નજરે જોઉં છું. માટે સજ્જનોએ અબળાના દુઃ

ખ તરફ નજર રાખી એવા ઉપાયો ચોજો કે તેથી કરીને તેઓ મહા સંતાપથી છુટે કારણ આ બાબત મને તેમ સર્વેને દાઝ હશેજ. મને થોડોક આ વિષયનો અનુભવ છે તે આ પ્રસંગે આપ દાનાવ ભાઇઓની પાશે નિવેદન કરૂ છું તે તરફ કૃપા કરો તમારૂ લક્ષ ખેંચશો. કહ્યુ છે કે.

દોહરા.

સ્વદેશની પડતી થઈ, અણસમજણથી આજ;
બાળ લગ્ન સહુ બંધ કરો, સરસે સઘળાં કાજ.

## રાગ પરજ.

અરે કોઇ આદમી એવોરે, જરૂ જમશેદજી જેવોરે. એ રાગ.
સજ્જન શીખ કહુ છું સારીરે, મતિ અલ્પ જાણજો મારીરે.
નાનપણમાં લગ્ન કીધાથી, અતિ અનીતિ થાય;
મોટાં ઘરાંના આબરૂ તે પણ, પળમાંહી લુટાય. સ૦
નાનપણામાં પરણાવ્યાથી તો, વિદ્યા નહી શીખે વિશેક;
તેથી કરીને આબરૂ ખોવે, ખોવે પોતાની ટેક. સ૦
થોડી વિદ્યા નોકરી હલકી, કબુલ કરે તત્કાળ;
જીંદગાની દુઃખ માંહી ગુજારે, જેમ કાંટાની વાડ. સ૦

બાળ લગનથી બોજી અનીતી, અનેક રીતે થાય;
સાર થયાનું અસારજ દેખે, પછી ઘણું પસ્તાય સ૦
નાથ જો નાનો હોય ઘણેરો, ઘરમાં ન ગાને કોય;
સાસુ નણંદ જે મેણાં મારે, વહુ તે બેઠી જોય. સ૦
પણ જો હોય કંથ પોચેલો, પજવે નહી કોઈ નાર;
ઉલટું અતિ સૌ હેત કરે ને, ધરે અતિસે પ્યાર, સ૦
નાના પતિ થકી વિપતી પડતાં, ઘાત કરે કંઈક નાર;
બાળલગનનું બુરૂં ફળ એ, મન ન કરો નિરધાર. સજન૦
સતી રાધાજી વંદી કહે છે, કરજો જોઈને કાગ;
સમજણ ધારી કામ કરો તો, ઉત્તમ વધશે હામ. સજન૦

દોહરો.

બાળલગન કરશો નહીં, હાનીકારક એહ;
પડતીનું કારણ ખરૂં, જાણો જરૂરજ તેહ.

રાગ માતમ.

રે ઓપ હાયરે બાળલગનને બાળો;
બાળ લગનને બાળો;
ભુંડો ચાલ એ તર્તજ ટાળો. રે ઓપ૦

પરણ્યો બાળપણામાં જે બાળ,
તેનો નિશ્ચય થશે વેહેલો કાળ;
માર્યો મા બાપે જાણીને બાળ. રે એ૦૫૦
બાળા બાપડી આપજ દેશે,
કષ્ટ પોતા તણું કોને કહેશે;
બળી બાખ થઈ મનમાં રેહેશે. રે એ૦૫૦
કહેશે સખીને કંથ મારો કુડો,
છતે કંથે બાજ્યો મારો ચુડો;
નહીં મળ્યો રે નાવ મને રૂડો. રે એ૦૫૦
અશલ ચાલ હતો કેવો સારો,
તેતો લાગે અતિ મને પ્યારો;
હાય લાગે છે ચાલ આ ખારો. રે એ૦૫૦

ભાઈઓ આ પ્રમાણે આપણી આર્ય પ્રજા દુઃખી છે, માટે તેમનાપર રેહેમ નિગાહ કરી તેમના દુઃખમાં ઘટાડો થાય તે તરફ તમારૂં લક્ષ ખેંચજો જેમાં આપણું તથા આપણા દેશનું ભલું છે. જેમ બાળલગ્નથી અનેક હાનીઓ થાય છે. તેમજ આપણામાં પુનઃવિવાહનો ચાલ

ન હોવાથી અનેક ગેરફાયદા થાય છે. માટે તે થાય તે વો બંદોબસ્ત કરવા સર્વ કોઈએ ધ્યાનમાં લેવું. આ પ્ર માણે સતિ સંભાષણ કરતી હતી એટલામાં એક અબ ધુત મોટી જટાવાળો માણસનાં ટોળાં વચ્ચે થઈ આવી ચડયો, તેણે એક હાથમાં તુંબી પત્ર તથા બીજા હાથમાં લાંબી મોટી જેષ્ટિકા ધરેલી, ગળામાં રૂદ્રાક્ષની માળા ધા રણ કરેલી, સર્વ અંગે વિભુતી લગાડેલી, આવા વેશમાં તે યા હોમ કરતા સતીના સનમુખ આવી ખડો રહયો. આ જોગીને આવા આડંબરથી આવેલો જોઈ લોક સહુ વિસમય થયા, અને પોત પોતામાં ચરચા ચલાવા મંડયા, આવે વેશે જોગીને સીતા પાસે ઉભેલો જોઈ રાધાજીએ તેને પુછયું. મહા જોગીરાજ આપ અહીં શા અર્થે પધારે લા છો તે કૃપા કરી કહો.

જોગી—હમારેકું કુછ દુસરા તો કામ નહીં હય, લેકીન તુ મને યે કૈસા ઢોંગ લગાયા હય ઔર ઈતના આ દમી એકઠે હોનેકા કયા ઝરૂર હય, વો જાનનેકી હમારી ઈચ્છા હય.

રાધાજી—મહારાજ, આ જે, નજદિક ચિતા છે, તેમાં મારા વહાલા પુત્ર હરિપ્રસાદની લાશ તેની સ્ત્રી સહિત છે. અને જે ચિતાપર હું બેઠી છું, તેની અંદર જે લાસ છે, તે મારા સ્વામીની છે. એ એઓના અકાળ મૃત્યુ થયાં છે. જેથી મારો વિચાર મારા સ્વામી સાથે અગ્નિસંસ્કાર કરવાનો છે. અને મારા પુત્રને પણ તેની વહુ સાથે અગ્નિદાહ દેવાનો છે. જેથી તે જોવાને આટલા આદમી એકઠા થયા છે.

જોગી—યે તીનોકા મૃત્યુ કીશી સબબસેં હુવા હય, વો જાનનેકા ઇરાદા હય.

રાધાજી—(તેને સરવ બિનાથી વાકેફ કરે છે) કેમ આપ સમજ્યા?

જોગી—અબ હમ સમજા, લેકીન હમ તુમકો પુછતે હેં કે, એસા નિચ પતિકે સંગ તુમ કાયકે બાસ્તે જલતી હે. ઇસીસેં તો તુમકુ કરમ લગેગા. યે હમારી બાત તુમ સચ કરકે કબુલ કરના.

રાધાજી—મહારાજ દુનીઆમાં પરિણ્યેજે જે પતિ આપ્યો તેને પોતાના મુગટનો મણી કરી જાણવો. હું જેને મારો આધાર કરી જાણતી હતી તે આ ફાની દુનિયાનો ત્યાગ કરી સ્વર્ગે સંચરયો. ત્યારે મારે પાછળ રહી શું કરવુ. માટે મને હવે દુની યામાંની કોઈ પણ વાતનો અફશોશ નથી.

જોગી—દેખો બાઈ તુમકું હમ સચ કહેતે હય કે તુમા રી મોટી નાહક ખરાબ મત કરો કયું કે એસા પાપીકે સાથ જલનેમેં કર્મ લગતા હય, વાસ્તે તુમ દાનાવ હો તો ઘરકું પીછા ફરો ઓર બૈ ધર્વ ધર્મ પૂરા કરો.

રાધાજી—મહારાજ આપ મોટા છો, પરંતુ મારા પતિને પાપી ના કહો અને મારી પાસે એ સર્વ વાત કરવી છોડી દ્યો. ગમે તો સમુદ્ર એના મેળ મા જા મેલી દે, પૂર્વનો સુર્ય પશ્ચિમ ઉગે તોપણ મેં ધારેલ ધારણામાં નિશફળ થવાની નથી.

જોગી—હમ સચ કહેતે હૈં કે તુમ બૈધર્વ ધર્મ કબુલ કરો

ઔર યે સબ ઢોંગ છોડ દો.

રાધાજી—મહારાજ આપ ઘડી ઘડી મને વિધવા ધર્મ વિશે કહો છો ત્યારે મારે કહેવું પડે છે કે, વિધવા ધર્મથી શું સારૂ થવાનું છે. વિધવા રહેવા કરતાં આ બળી મરવું એ હજાર દરજ્જે ઉત્તમ છે.

જોગી—જબ તુમારા બિચાર પુનઃલગ્ન કરનેકા હય, ક્યું?

રાધાજી—મહારાજ હું મારા વાસ્તે તો બીલકુલ કહેતી નથી. પણ અલબત એ રીવાજને તો પસંદ કરૂ છું.

જોગી—ઐસા હય તો હમકું બતાવ કે કોનસે શાસ્ત્રમેં લીખા હય કે પુનઃલગ્ન કરના.

રાધાજી—જોગીરાજ પારાશર રૂષીએ પોતાની પારાસર સહીંતા ચોથા અધ્યાયમાં વિધવાના ધર્મ એવા કહ્યા છે કે,

नष्टेमृतेप्रव्रजितेक्लीबेश्चपतितेपतौ ॥
पञ्चस्वापत्सुनारीणांपतिरन्योविधीयते ॥

અર્થ—ધણીનો પત્તો લાગતો ન હોય, ધણી મરી

ગયો હોય, સન્યાશી થયો હોય, નપુશક અથવા પતિત થયો હોય તો એ પાંચે આપત્તિની વખતે સ્ત્રીએ બીજો પતિ કરવો આ શિવાય બીજી અનેક દલીલો[1] છે. માટે વિધવા રહેવા કરતાં બીજો વર કરવો તેમાં ધર્મ છે. એમ ખચિત માનવું.

જોગી—તુમ જાનો ઓર તુમારા કર્મ જાને, હમારેકું કયા હય. આમ કરતો જતો રહે છે.

રાધાજીએ જોગીના ગયા પછી ઇશ્વર ભકિત કરવા તરફ પોતાનું મન લગાડ્યું. તેણે સુર્ય દેવતા તરફ પોતાનું મુખ કર્યું અને ઊંચે સ્વરે બોલવા લાગી.

## લાવણી.

ગોવાલન કહેતી જશોદાસે. એ રાગ.

પ્રભુજી વિનતી સુણો મારી, પ્રભુજી વિનતી સુણો મારી;
રહો અમારે સહાય, વિનતી કરીએ દિલ ધારી.
નિરંજન નાથ તમે ભારી, નિરંજન નાથ તમે ભારી;

1 દાખલા.

વાર કરી બહું ગરિબ જનની, સદા બ્રહ્મચારી. પ્રભુજી૦
અકળ છે ગતી તારી ન્યારી, અકળ છે ગતી તારી ન્યારી;
વેદ પુરાણ કુરાન કિતાબે, કિર્તિ છે તારી. પ્રભુજી૦
સદા તું પરિબ્રહ્મ ઉપકારી, સદા તું પરિબ્રહ્મ ઉપકારી;
દીનપણાથી કરૂં વિનતી, કરો કબુલ મારી. પ્રભુજી૦

## રાગ પરજ.

મારે મન શામળો સારોરે, દુનીયો જગ લાગે ખારોરે;
લોભ લાલચને કામની ફાંસી, દેખાએ દસ શીશ;
અંધ થઈ તેમાં જે પડશે, રૂઠયો તેને ઈશ. મારે૦
સંસાર સાગરમાં બોળવાને, શક્તિ ફરે નવ સાર;
તેહ થકી બચી ચાલશે જે જન, ઉતરશે ભવ પાર. મારે૦
રામ રાખે તેને કોઈ ના ચાખે, એ કહેવત કહેવાય;
સૌંચનદોરી હાથ છે એને, બીજાથી શું થાય. મારે૦
નિંભા મહીં જેમ માંજારી[1] બાળ, જીવ્યાં ત્યારે વિશ્વાસ;
સ્વર્ગ મહીં તેમ મારાં સ્નેહીં, મળવજે અવિનાશ. મારે૦

આ પ્રમાણે પ્રભુ પ્રાર્થના કરી રહ્યા બાદ તેણે ઈ

---

૧ બીલાડી.

શારત કરી કે તૈયાર થઇ રહેલા મનુષ્યોએ ચિતા સળગાવી કે વાજીંત્રોના નાદ જોરથી થવા લાગ્યો સર્વ મનુસ્યો જય અંબે જય અંબીની વાણથી (કારણ કહેવત છે કે સતીની રાડ સંભળાય તો પ્રાયશ્ચિત લાગે છે) આકાશ ગજવી મુકયો. કેટલીક વારે બંને ચિતાઓ બળી રહી. બાદ મનુસ્યો ઘર તરફ અનેક તરેહની ચર્ચા ચલાવતા વાળ્યા અને સહુ પોત પોતાને ઘેર ગયા. વાંચનાર તથા સાંભળનાર ભાઇઓ તથા બેહેનો આખર તેઓ પણ ખાખ બની ગયાં. તેમજ આપણે પણ એક દિવશ ખાખ બનવું છે. માત્ર આ ફાની દુનીઆંમાં જે સારા કૃત્યો કરી કિર્તિ વધારશો, તેજ રહેવાની છે. માટે પરમેશ્વરથી ડરી જેમ બને તેમ સતકર્મો કરો એવી આ ગ્રંથ કરતાની વિજ્ઞાપ્તિ છે.

દોહરા.

પૂર્ણ કર્યુ આખ્યાન આ, શાણા સજ્જન કાજ;
પઢજો સહુ પ્રીતે ખરે, સુધારિને શિર તાજ.
ભૂમીે[૧], વેદ[૪], રશ[૯], શશિ[૧] તણી, પુનેમને બુધવાર;
શ્રાવણ માસે સ્નેહથી, પુસ્તક કરયું તૈયાર.

પ્રખળ પ્રાંત તો કચ્છ વિશે, ઉત્તમ પુર અંજાર;
રાજ્ય કરે મહારાવ જ્યાં, રૂડા રાવ ખેંગાર.
કરો કાવ્ય તે ગામમાં, ઉલટ ધરી બહુ અંગ;
સુધારીને વાંચો સદા, સજી નિતીનો સંગ.

## સત્યવંતી આખ્યાન સમાપ્ત.

## જુદા જુદા વિષયપર જ્ઞાન પ્રસંશા

### પ્રભાતીઊં.

કહું તને માનવી કાન દઈ સુણ સખા,
જગત છે આળ પંપાળ સારો. ટેક.
નાશ દિપક તણો પવનથી થાય છે,
જાય છે માનવી એમ અકારો;
માટે ભગવાનને ભજ અરપા ભાવથી,
તો થશે આતમા શુદ્ધ તારો.
કહું તને માનવી કાન દઈ સુણ સખા,
જગત છે આળ પંપાળ સારો.

કુડ કપટ કરી લોભ લાલચ ધરી.
ઠ-ગબાજી થકી સર્વ ખોયું;
વ્યસન વિષેશ તેં દેહથી દાખીઆ,
નારીમાં સ્નેહથી મન મોહ્યું;
અંત કાળે સહુ અળગું રહેશે અરે,
આવશે જે સમે યમ વારો.
કહું તને માનવી કાન દઈ સુણ સખા,
જગત છે આળ પંપાળ સારો;
હોય જો આશ કાંઈ મોક્ષ મળવા તણી,
તો કરો કાર્ય સહુ સદ્ય સારાં.
પર ઉપકારમાં પ્રીત બહુ જોડાને,
ત્રોડ, જે કૃત્ય લાગે નઠારાં;
એક નિષ્ઠા થકી મન ધરીને વકી,
ધર્મનો એકડો કર્ય ભારો.
કહું તને માનવી કાન દઈ સુણ સખા,
જગત છે આળ પંપાળ સારો.
ભીડ ભંજન ભગવંતનો સંત થઈ,

ખંત ધર દિલમાં જ્ઞાન મળશે;
પાપ અગાપ કદી આંહી કરીઆં હશે,
ભક્તિ ભાવે કરી તેજ ટળશેઃ
જન મહુમદ તણી વાણી સાચી ધણી,
દિલથી લે ભણી થાપ આરે;
કહું તને માનવી કાન દઈ સુણ સખા,
જગત છે આળ પંપાળ સારે.

દોહરો.

ભજ મન ધન કહુ રામને, નામ લીધે દુખ જાય;
ઘટ પટ ત્રઠમાં જે વશે, જેમ પવન જગ વાય. ૧



## જુગાર ન ખેલવા વિશે.

## ગરબી.

ઓ વાંસલડી વેરણ થઈ લાગીરે વ્રજની નારને,(એ રાગ.)
અરે જુગારી સરમ તજીને જુગટુ શાને ખેલતા. ટેક.
માની કહ્યુ મારૂં મુકી દયોને, મેટા જેને ટેલતા. અરે૦

એથી ગણશે સહુ દાંભિક જનમાં, વિચાર કરોરે કંઈ મનમાં;
એથી રજળી મરશો જગ વનમાં. અરે૦
પૈસો ન મળે જુગટું રમવા, શાંસા પડશે પછીથી જમવા;
જાશો તેથી ચોરી કરવા. અરે૦
જગમાંહિં નકિ નિર્લજ થશો, વહેવાર તમારો રેહેશે ન, કશો;
જમ દંડ સહીજ નર્કેજ જશો. અરે૦
નથી શાસ્ત્રે લખ્યું જુગટુ રમજો, વળી વેદ પુકારી કહે સમજો;
કદી કોઈ જન ના જુગટુ રમજો. અરે૦
નળરાજા હરિશ્ચંદ્ર સુરા, પાંડવ પણ સત્યવાદી પુરા;
દ્યુત રમતાં થયા તેમના ચુરા. અરે૦
દંડ તાપ સહી વનમાં ફરતા, વળી કષ્ટ અતિ સીરપર ધરતા;
તે પણ તોબા તોબા કરિને રડતા. અરે૦
નથી લાભ નકી એમાં ભાઈ, એ વાત કહુ જાણો ન્યાય;
સદગુણને રાખો કર સાઈ. અરે૦
જ્ઞાનમહમદની એવી વાણી, જુગટું નથ રમશો આ જાણી;
જાણી રમશે તેની થશે હાણી. અરે૦



# કાબિલ સિક્ષક રાખવા વિશે.

રાગ ઉપર પ્રમાણે.

અરે ભણનારા હિંદુ દરિયાફ કરીને ચરચો વાતને. એ ટેક.
જો કોઈ કરતાં સુધરે તો સુધારો આર્યજ જાતને. અરે૦
સુધરે શું જમાનો આ સારો, સારો તો કહેવાનો વારોઃ
વારો ભણનારા કાચા પારો. અરે૦
કાબિલ કારિગર જો મળશે, મળશે તો પાયો સારો ચણશે;
ચણશે સીખાઉ ન સુધરશે. અરે૦
નિશાળોમાં તેવું આજે, આજે હું કહુ સહુને કાજે;
કાજે કાચા શિખાઉ ના છાજે. અરે૦
આ સીખે બાળક નાનું, નાનું બીજું ભણવે છાનું;
છાનું શિખ્યાથી ભણશે થાનું. અરે૦
મતિ માનિટરોની શું હોયે, હોયે કહી શું ભણાવે તોયે;
તોયે નથી જાણતા નજરે જોયે. અરે૦
એ બાળક શું શીખે સારૂ, સારૂ માનો કહેણ એ મારૂ;
મારૂ કહેણ એ તે કરો પ્યારૂ. અરે૦
ન્યુસપેપરમાં ડહાપણ ઢોળી, ઢોળીને લખે બાતો પહોળી;

પહોળી લખતાં બુદ્ધિ ખરચો ખોહોળી. અરે૦
લખવાથી થશે કહો શું ભાઈ, ભાઈ જે લખો તે કરે ન્યાઈ;
ન્યાઈ કહેવાશો સદા સુખ દાઈ. અરે૦
મારી અરજી લ્યો સ્વિકારી, સ્વિકારી સુજો દિલ ધારી;
ધારી કવિતા કરવા સારી. અરે૦
ઘે જાનમહમદની આ વિનતી, વિનતી ધરતાં મળશે સુમતિ;
સુમતિ મળતાં ટળશે દુર્મતિ. અરે૦



## કેફિને શીખામણ

તારે ચરણે નમાવું શીશ સહેલી રીશાણા રહીએ નહી, એ રાગ.
ભાઈ ભાંગ ભંગ અફીણ, સજ્જન પ્રીતેથી પીજીએ નહી.
એથી થાયે બુદ્ધિ હીણ, સજ્જન૦
વળી લાંછન લાગે અપાર; સજ્જન૦
નથી એમાં કોઈ સાર, સજ્જન૦
બાપ આબરૂ આ જન માંઈ, સજ્જન૦
વળી માન ઘટે જ્યાંહીં ત્યાંહીં; સજ્જન૦
દારૂ દારૂનો કરનાર, સજ્જન૦

અફીણ આચારનો હરનાર; સજ્જન૦
ગાંજો પીવાથી ઘેલાં થવાય, સજ્જન૦
ભાંગ પીતાં ભાનજ જાય; સજ્જન૦
પીશે તેને છે ધિક્કાર, સજ્જન૦
નિશો માત્ર ખરાબી કરનાર. સજ્જન૦
લાજ એક ટકાની થાય; સજ્જન૦
માટે મુકો એ ઉપાય, સજ્જન૦
નહીંતો દુઃખી થશો નર નાર. સજ્જન૦
જાનમહમદ કહે છે સાર. સજ્જન૦



## બાળકને વિદ્યા આપ્યા વિશે.

### ગરબો.

લોચન મનનોરે જગડો લાગ્યો લોચન મનનો. (એ રાગ)
રૂપજ જનનુંરે, વિદ્યા છે રૂપજ જનનું. "ટેક"
વિદ્યા વગરનો માનવી, પશુ બરાબર જાણ;
પુંછ કરતાં મુંછ કરી, એતો ભૂલી ગયો ભગવાન. વિ૦

જ્ઞાન શાન વિવેકની, ઓટજ દીશે અપાર;
કૃત્યો સહુ અવળાં કરે, ભારે મારી એણ જાણનાર. વિ૦
ભણો ભણિનને ભાન સહુ, કિર્તિ વધવા કાજ;
અવિચળ રહેશે નામ બહુ, મોટું માન મળે મહારાજ. વિ૦
પર ઉપકારે તો થશે, ઈશ્વર હશેજ અપાર;
ગરવા ગ્રંથોની મહીં, ગાશે કવિ જન ગુણ નિરધાર. વિ૦
ભારતખંડ અચલે હતો, ઈશ્વર તણોજ નિધાન;
દધિ ભયો દુર્ગુણ તણો, સહુ કુસંપ તણા ફળ માન. વિ૦
માટે સજ્જન સાંભળો, મૂકો બાળ નિશાળ;
આપો વિદ્યા હોંશથી, મટો જાશે આ કાળ વિકાળ. વિ૦
પૈશા પૈશા કરી કરી, ગયા મરીજ વડીલ;
ગયો નહીં તે સાથમાં, આગ બાળે કાં લૂટે ભીલ. વિ૦
અમ એમ કહેતા નથી, ઉડાઉ બનજો આપ;
વિગતે વિગતે વાવરો, જોઈ મ ધરે બાપીનું માપ. વિ૦
દશ પદ વાંચો કામના, કરો પાઠ ધરી પ્યાર;
કાવ્ય તણો રશ કામ જશે, જાનમહમદ ગુણો અપાર. વિ૦

---

૧ વિદ્યા.

દોહરો.

વિદ્યા પાન વિમતે કરો, સો સજ્જન નર નાર;
સરસ્વતિ મંદિર ઊંચ છે, જાણો મહી મોઝાર.

## છેવટની સલામ.

## લાવણી.

ગોવાલન કહેની જસોદાસેં, મેં પારણું કહેતો જસોદાસે;
સમાલ આપ ગોકુલ કનૈયા, બિલમ પડા હમસેં. (એ રાગ)
લેઓ રાજ સલામ સરીઅતશેં, લેઓ સબ સલામ સરિઅતસેં;
આપ બડે મહેરબાન હમારે, કરો કબુલ દિલસેં. લેઓ૦
સલામ મેં કરૂ સુનો ઉનકો, સલામ મેં કરૂ સુનો ઉનકો;
દિયા જન્મ ઉદરસેં જીમને, રખે રાજી તુમકો. લેઓ૦
નમું મા બાપકું ઉન પીછે, નમું મા બાપકું ઉન પીછે;
જીને ખીલાકર કીયા બડારે, જગમેં મજબુત. લેઓ૦
સલામ હુય મૈફલ હરમ્યાને, અંહગો મૈફલ દરમ્યાને;
જાનગઢગઢ આદબ બજા કર, ખડા એક ધ્યાને. લેઓ૦

## સમાપ્ત.

# જાહેર ખબર.

સરવે લોકોને ખબર આપવામાં આવે છે કે આ પુસ્તક જેમને જોઈતું હોય તેમણે નિચે લખેલ ઠેકાણેથી રોકડા પૈસા મોકલી મંગાવી લેવું.

અંજાર—નૂરમહમદ જાફર પાસેથી દેવળીઆને દરવાજે.

ભૂજ—શુકલ વ્રજલાલ ગંગાશંકર પાસેથી સ્વામીનારાયણના મંદીર પાસે.

ચોખારો—ખલીફ આમદ દતા પાસેથી.

ભચાઉ—મારા મિત્ર રા. રા. ભચાઉ ફોજદાર રામજીભાઈ લાલચંદ પાસેથી.

# आश्रयपत्र:

આ પુસ્તકના પ્રથમથી વિશેશ ગ્રાહક થવા મારા કેટલાક મિત્રોએ તેમજ મુરબ્બીઓએ મહેનત લીધી છે. જેમાં મ. રા. રા. ભચાઉ ફોજદાર રામજી લાલચંદ, રા. રા. ભચાઉ વહિવટદાર મૂળશંકર પૂર્ણદાસ, રા. રા. ડાકટર સાહેબ આતમારામ કેશવજી, રા. વૃજલાલ મંગા શંકર એઓ સાહેબોએ વધારે શ્રમ લીધોછે માટે એઓ નો તેમજ બીજા બહાર ગામના એજંટો કે જેઓએ મને ફતેહમંદી પામવા શ્રમ લીધો છે તેમનો પૂર્ણ રીતે ઉપકાર માનું છું.

૪૦ રા. રા. રામજીભાઈ લાલચંદ. ભચાઉ.

રા. રા. રામજીભાઈ લાલચંદ. ૪૦

૧૭ ,, મૂળસંકર પૂર્ણદાસ ભચાઉ.

રા. રા. મુળશંકર પૂર્ણદાસ. ૨

વકીલ વલભજી નથુ. ૨
વકીલ લક્ષ્મણ રીણા. ૫
વકીલ લખમસી ઠાકરસી. ૨
ગુશાંઈ શંકરગર હીરાગર. ૧
વકીલ લવજી મેઘજી. ૨
વકીલ વસરામ દેવજી. ૧
રા. વીરાનજી વલવજી. ૧
રા. અવચળ પરસોતમ. ૧

૧૦ રા. રા. ડાકટર સાહેબ આતમારામ કેશવજી નળીઆ.

રા. રા. આત્મારામ કેશવજી ૪
રા. રા. જદુરામ મંગળજી. ૧
મ્હેતાજી લધા હેમરાજ. ૧
વકીલ ભાણજી ભગવાનજી. ૧
વકીલ લક્ષ્મીદાસ વીસરામ. ૧
ઠક્કર કાનજી ગાંગજી. ૧
રા. ઈબ્રામ ભલુ. ૧

૧૨ રા. વૃજલાલ ગંગાશંકર ભૂજ.

| | |
|---|---|
| રા. વૃજલાલ ગંગાશંકર. | ૨ |
| વોરા માણેકલાલ કાશીરામ. | ૨ |
| રા. રણછોડજી ગંગાશંકર. | ૧ |
| રા. અમૃતલાલ દયાળજી. | ૧ |
| રા. લાધારામ દલપતરામ. | ૧ |
| રા. વાઘજીભાઈ વલ્લભજી. | ૧ |
| આચાર્ય નથુલાલ મોતીલાલ. | ૧ |
| રા. મુરારજી જયશંકર. | ૧ |
| રા. દયાળજી વજેશંકર. | ૧ |
| કચ્છ દરબારી છા. ના. પ્ર. | ૧ |

૧૦ રા. ખટાઉ લધા મારફત. વિઝાણ.

| | |
|---|---|
| મ્હેતાજી ખટાઉ લધા. | ૧ |
| ઠાકારશ્રી સાહેબજી દેવાજી. | ૫ |
| કુંવરશ્રી ભવાનસંગજી જશાજી. | ૧ |
| ઠા. વાલજી રામજી. | ૧ |
| ઠા. ત્રીકમદાસ સુંદરદાસ. | ૧ |

જોશી ભાવજી આત્મારામ. ૧

૩૨ કચ્છ અંજાર.

રા. દયાશંકર સ્યામજી મેહેતાજી. ૨

રા. લખમસી તુળશીદાસ. ૧

શ્રીમાળી મયાશંકર ચત્રભુજ. ૧

રા. કાશીરામ પુરૂષોતમ. ૧

સૈયદ ગુલામ શાતકીશા. ૧

રા. વૈજનાથ ભવાનીદાસ. ૧

રા. મણીશંકર ભવાનીશંકર. ૧

રા. દયાશંકર જયશંકર ૧

૬ રા. ગંગાશંકર મકનજી મારફત.

રા. ગંગાશંકર મકનજી. ૨

રા. પ્યારાશંકર નવલરામ. ૧

રા. દોલતરામ જેઠા. ૧

રા. દોલતરામ દલપતરામ. ૧

મી. શેઠજી ધનજી. ૧

રા. ગોરીશંકર જટાશંકર. ૧

| | |
|---|---|
| રા. દામોદર દેવજી. | ૧ |
| રા. મુગટલાલ ભગવાનલાલ. | ૧ |
| વિ. વજેરામ નાનાભાઈ. | ૧ |
| વોરા. નુરભાઈ મુસાજી. | ૧ |
| પારેખ. ઠાકરચંદ દેવચંદ. | ૧ |
| મેતા. ઠામજી દેવજી. | ૧ |
| પંડ્યા. દયારામ કૃષ્ણદાસ. | ૧ |
| રા. મકનજી શીવજી. | ૧ |
| શોની. ગગુ મુળચંદ. | ૧ |
| ઠા. ભવાનજી હંસરાજ. | ૧ |
| રા. જુઠાભ ઓઘાભાણ. | ૧ |
| ખત્રી. જુમા સુમાર. | ૧ |
| કાએસ્થ. ગોપાળજી રામજી. | ૧ |
| પરમાર. નારાણ કારાણી. | ૧ |
| હજામ. લધા ઈસ્માલ. | ૧ |
| નંદવાણા. કાનજી માનજી. | ૧ |

૪ કચ્છરાપર.

| | |
|---|---|
| રા. એદુમર નારાણજી મહેતાજી. | ૨ |
| ઠક્કર. ગોકળ જયરામ. | ૧ |
| ખત્રી. જુમા સુલેમાન | ૧ |

૫ કચ્છતુણા

| | |
|---|---|
| મેહેતાજી. પ્રેમજી વિ. હરીરામ. | ૧ |
| મેહેતા. દયાશંકર પ્રાણજીવન. | ૧ |
| જોશી. એદુમર હંશરાજ. | ૧ |
| ઠા. પ્રાગજી નથુ. | ૧ |
| રા. પ્રેમજી પ્રાગજી. | ૧ |

૧૦ દામજી ત્રીકમજી સણુઆ.

| | |
|---|---|
| મેહેતાજી. દામજી ત્રીકમજી. | ૫ |
| મોનીટર. મહાદેવ એદુમર. | ૨ |
| કુંવરશ્રી નોઘણજી પુંજાજી. | ૧ |
| કુંવરશ્રી ભાવસંગજી દેવાજી. | ૧ |
| કુંવરશ્રી પાંચાજી. | ૧ |

૮ કચ્છ શીકદ્રા

| | |
|---|---|
| વિ. પો. મ. નારણજી પીતામ્બર. | ૧ |
| જોસી ગપારામ રણછોડજી. | ૧ |
| બ્યાશ ગપારામ આણંદજી | ૧ |
| સથવારા આંબા કાનજી | ૧ |
| વિ. પો. મ. લક્ષ્મીરામ વલભરામ | ૧ |
| ઠા. ખટાઉ દમાદર ફરાદી | ૧ |
| રાજગર લક્ષ્મીદાસ વાળજી પુનડી | ૧ |
| ઠા. હરીરામ લાલજી ઓસંબીઓ. | ૧ |

૬ કચ્છ સુથરી

| | |
|---|---|
| રા. મુળજી ગંગારામ. | ૧ |
| શા પીતામ્બર હીરજી | ૧ |
| રા. ખીમજી દામજી | ૧ |
| રા. ખીમજી ભોજરાજ | ૧ |
| શા. રતનસીં પીતામ્બર | ૧ |
| ઠા. વીરચંદ હીરજી | ૧ |

૨૨ કચ્છભુજ

| | |
|---|---|
| રા. જગનનાથ જેઠાલાલ ડે. એ. ઈ. | ૭ |
| રા. હરજીવન ત્રીભોવન મેહેતાજી | ૧ |
| રા. ચત્રભુજ જગજીવન | ૧ |
| રા. શંકરજી નારાયણજી | ૧ |
| રાણાશ્રી સરદારસંગજી ભરામણજી | ૧ |
| માજણીદાર નથુ રાઘવજી | ૧ |
| ,, વલભજી પ્રાગજી | ૧ |
| ,, ભીમજી કાનજી | ૧ |
| મેહેતા ભવાનીસંકર કુંવરજી | ૧ |
| મેહેતા લાલાજી હાથીરામ | ૧ |
| મેહેતા વીજયરામ ભપાસંકર | ૧ |
| ઠક્કર વિસરામ હરજી | ૧ |
| મો. પુરૂષોતમ કેશવજી | ૧ |
| મો. ભગવાનજી હરીસંકર | ૧ |
| મો. આતારામ રવીસંકર | ૧ |
| સત્યવર્ધક પ્રજા વત્સ સભા | ૧ |

૩૭ કચ્છ ચોબારી

| | | |
|---|---|---|
| વિદ્યાર્થી | ઠક્કર ધનજી દેવચંદ | ૧ |
| ,, | બલોચ આમદ દતાખાન | ૧ |
| ,, | ઠકર શીવજી મોનજી. | ૧ |
| ,, | ઠકર માનસંગ દેવચંદ | ૧ |
| ,, | મો. ભાઇચંદ મુળચંદ | ૧ |
| ,, | ગુરજી રતનસીં ગુમાનવિજય | ૧ |
| ,, | ખત્રી અબદલા એભ. | ૧ |
| ,, | વીરજી ઇશ્વર | ૧ |
| ,, | ખત્રી આરત અલાવાળા | ૧ |
| ,, | સલાટ વીરજી લધા | ૧ |
| ,, | ભગવાણી રતનસીં વેણીદાસ. | ૧ |
| ,, | મારબીઆ પોપટ માતીચંદ. | ૧ |
| ,, | ઠકર ઓધવજી લક્ષ્મીદાસ | ૧ |
| ચારણ. | વીસરામ દેવા. | ૧ |
| વિદ્યાર્થી. | જુમા જુશબ | ૧ |
| ,, | જોટા ભાઇચંદ વલભજી | ૧ |
| ,, | વોરા સાકરચંદ જેતસીં | ૧ |
| ,, | ઢીલામેઆ જળનેજાણી. | ૧ |

બારોટ મુળુ કમા, ગનફરા ૧
મો. પોપટ મુળજી ૨
મી. મુળચંદ કહાનજી ૧
શોની નાગજી પીતામ્બર ૧
સલાટ ખેતુચર હેમરાજ ૧
કંદોઈ હરચંદ પીતામ્બર ૧
શા. ખેંગાર ડોશા ખડીરના પુ. ૧
જમાદાર હીંમતખાન કમરૂદીનખાન ૧
ભગવાણી પીતામ્બર હરચંદ ૧
શીદી જમાલખાં શેરખાં. ૧
મારખીઆ તેજસી વેલજી ૧
કુબડીઆ શીવચંદ રાયચંદ ૧
ઠા. જેઠા કરશન ૧
જાડેજા દેવાજી રીણાજી ૧
ખત્રી જુશા ઈશાણી ૧
ઠકર રામજી જીવણ ૧
ઠકર રાઘવજી માધવજી ૧
ઠકર ખેતુચર દેવચંદ ભચાઉ ૧

૭ રાજકોટ

દેશી દાકતર રેમતલા મામદ ૧
કડીયા રામજી નથુ ૧
વાઢેર કરમન ડાહ્યા ૧
કડીયા નારાણ ડાહ્યા ૧
સ્કોલર વીઠલદાસ દેવચંદ ૧
કડીઆ કરશન મુળજી ૧
વાઢેર રામજી ભાણા ૧

૫ કચ્છ બોંધ

મહેતાજી મોતી પુંજા. ૧
ઠકર જીવરાજ ખીમજી ૧
ઠકર ખારસીં પચાણ ૧
ગુશાંઈ ખીમગર રામગર ૧
પંડ્યા પીતામ્બર નાગજી ૧

૭ ધોળાવીરા

ઠા. અમરસીં તેજાણી ૨
ઠા. ગોકળજી કહાનજી ૧

વરચંદ વાઘા પચાણાણી ૧
ઠક્કર પ્રેમજી રાઘવજી ૧
ઠક્કર ખેરા જમનજી ૧
કોલી ગજુ વીરાણી ૧

## ૧૧ કચ્છ માંડવી

રા. વહાલજી વિ. હેમરાજ મેહેતાજી ૨
બુકશેલર માવજી ગોપાલજી ૧
ત્રવાડી રૂઘનાથ વલભજી ૧
ઠક્કર ત્રીકમદાસ જેઠા ૧
ભણશાળી ધનજી દામજી ૧
બુકસેલર જીવરામ હરીશંકર ૧
ઠક્કર મુરારજી દયાળજીભાઇ ૨
બુકશેલર પુરૂશોતમદાસ દેવીદાસ. ૧

## ૧૮ મુંબાઇ

શેઠજી સાહેબ કાશમભાઈ ધરમસી ૧૦
શેઠજી સાહેબ લક્ષ્મીદાસ ખીમજી જસ્ટીસ આફ, ધી પીસ ૫

મો. ઉમર સુલેમાન ૧
મી. લખા હાસમ ૧
મી. આભા સુલેમાન. ૧

૧૦ બજાણા.

મલેક શ્રીજોરાવરખાનજી નશીબખાનજી. ૧૦

૩૧ પરચુરણ.

રા. જીવરામ ભગવાનજી વાઢીઆ. ૧
રા. પીતામ્બર જેઠા. મનફરા. ૧
ઠાકોર સાહેબ હરીસંગજી સુમરાજી. લાકડીઆ. ૨
રા. હાથીરામ પુરૂષોતમ ગઢડા. ૧
રા. રા. પોલીસ કમીશનર સાહેબ.
પ્રાણશંકર જયશંકર ગાગોદર. ૪
રા. જીભાઈ કાળીદાસ સાધાણા. ૧
રા. અંબાશંકર વાલજી. શીકારપુર. ૧
ઠકર હીરજી ભાણજી. ,, ૧
રા. વૈજેનાથ રૂઘનાથજી. ગઢશીશા. ૧
રા. હાથીરામ પુરૂષોતમ ,, ૧

મી૦ નારાયણજી કુંવરજીની કુંપની. એડાઈ. ૨
મહેતાજી વલીગામદ. મંજલ. ૧
મી૦ રતનશી ભીમજી. ભચાઉ. ૨
જોશી પ્રેમજી વીસરામ. ,, ૧
રા. મેઘજી પુંજા. રાપર. ૧
રા. રા. ભચાઉ ડાકટર સાહેબ હીરજી હંસરાજ. ૧
રા. કંસારા શિવજી મહેતાજી. રવ. ૧
રા. ધુલાલજી કહાનજી. ખારોઈ. ૧
મહેતાજી નરભેશંકર દેવશંકર. રામવાવ. ૧
મહેતાજી ઉમીઆશંકર ડાહ્યા. નાગલપુર. ૧
મહેતાજી ભોળાનાથ કાળીદાસ. ખીટા. ૧
સૈયદ વીધનસા. મુદ્રા. ૧
નોડે હબીબ હોથી. અંજાર. ૧
પટાવાળા વસરામ તેજમાલ. અંજાર. ૧
પટાવાળા માતીગર. અંજાર. ૧



## જાહેર ખબર

સદ ગ્રહસ્થો આ પુસ્તક જેઓ સાહેબને પહોંચે કે તે તેજ રોજે તેની કીંમતના ટપાલ મારફત મનીઆરડર કરી નિચેને સરનામે કૃપા કરી રવાના કરશો એજ વિનંતી.

**જાનમહંમદ વિ. નુરમહંમદ.**

ચોખારી નિ. ના માસ્તર.